૭૮૬



# હૃદય પ્રકાશ.

અત તઅલિમ અનુક્રમ નંબર ૪




પ્રકાશક.

**ખાકસાર અહમદ આ૦ અશરફ,**

હતમીમ, મદ્રસએ અશરફયા રાંદેરીઆ તથા સેક્રેટરી અત તઅલિમ

**મોહમદ આરેફ દાખલી સેવક રાંદેરી.**

આવૃત્તિ પહેલી. સંવત [illegible] પ્રત ૧૦૦૦.

સને [illegible] ઈ૦

મરહુમ ઇબ્રાહીમ મોહમદ અશરફ ધર્માદા ફંડ તરફથી ભેટ.

૭૮૬



# ખાસ જાણવા જોગ જાહેર ખબર.

ગુજરાતવાસી મુસ્લિમ બંધુઓને ખુશ ખબરી રાંદેર કસ્બામાં આવેલા મદ્રેસા અશરફ્યા અરબીયા જેની સ્થાપના સને ૧૨૮૬ હીં૦ નબવીમાં રાંદેરવાસી સુન્ની વોહરા કોમના સદ્‌ગ્રહસ્થ સખી વજુદ મરહુમ હાજી ઇસ્માઇલ મોહંમદ અશરફ સાહેબે હઝરત મૌલાના શાહ ઇસહાક મોહદ્દદેસે દેહલવી (રહ૦) તથા મૌલાના અહમદ અલી મોહદ્દદેસે (રહ૦) સાહેબ સહારનપુરીના સર પ્રસ્ત હેઠલ કીધી હતી જેના સર્વેથી પહેલા મુદરીસ મૌલાના અહમદઅલી મરહુમ (રહ.) ના મશવેરાથી મૌલાના મોલવી હાફેઝ મોહંમદ બરકતુલ્લા સાહેબ મરહુમને મુકરર કર્યા હતા તે પછી મૌલાના સુફી મોહંમદ ઇસા સાહેબ મરહુમ (રહ૦)ની નેમાણુક થઇ હતી તેવણના બાદ મૌલાના કાઝી સૈયદ રહમતુલ્લાહ સાહેબની નેમાણુક થઈ હતી અને તે વતરોક રાંદેરવાસી મરહુમકારી હાફેઝ મૌલાના મોલવી હાફેઝ ઇસમાઇલ બીન હાફેઝ મોહંમદ તથા રાંદેરવાસી હઝરત મૌલાના મરહુમ હાજી હાફેઝ ગુલામ મોહંમદ સાદિક સાહેબ (રહ.) બન્ને બુઝુર્ગો એ પણ સારી સેવા મજકુર મદ્રેસાની બજાવી હતી હાલમાં મજકુર મદ્રેસાના બાનીના ભત્રીજા હાજી આરેફ બીન ઇબ્રાહીમ અશરફ સાહેબના પુત્ર જનાબ મો૦ મોલવી અહમદ બીન આરેફ અશરફ સાહેબ જેવણે કે ટુંક મુદ્દત ઉપર દારૂલ ઓલુમ મદદ્રેસા અરબીયા દેવબંદમાં કાયદેસરની કેલવણી સંપાદાન કરી મોલવીની સનદ લઈ આવ્યા છે તેવણની વેવસ્થા વધુ માટે જુવો ટાયટલ પેચ પાને છેલ્લે.

તેવણની વેવસ્થા હેઠલ મજકુર મદ્રેસો હાલમાં સપુરદ કરવામાં આવ્યો છે. આશા છે કે ખુદા પાકના કરમો ફઝલથી મો. ના મોસુફ પોતાના વડીલઓના સદકે જારીયાને ઉન્નતીમાં લાવવા માટે પોતાથી બનતી કોશીસ પુર્વક સેવા બજાવશે મજકુર મદ્રેસામાં ધાર્મિક ઉંચા પ્રકારની અરબી ભાષામાં કેલવણી આપવામાં આવે છે તે વતરોક કાયદેસરની ફારસી ઉર્દુની પણ કેલવણી અપાય છે તેમજ કુરઆન શરીફ નાઝેરા તથા હાફેઝો વગેરેનો પણ અભ્યાસ અપાય છે. મદ્રેસાના બાની મરહુમ હાજી ઇસ્માઇલ મોહંમદ અશરફ સાહેબને ખુદા પાક



# ઓરસ એટલે શું?

ખાસ રાંદેર સુન્ની વોહરા મુસ્લિમ ભાષામાં.

[પ્રકાશકઃ—ખાકસાર અહમદ બીન હાજી આરેફ અશરફ]

---

મ્હારા સ્વજાતી એટલે મારી કોમના રાંદેરવાસી અહલે સુન્નતવલ જમાઅતના વોહરા બંધુઓ તથા બેહનો આપણા રાંદેર કસબામાં કેટલાક બુઝુર્ગાને દીન (૨૯૦) ને. ઓરસ થાય છે જેમાં કેટલાંક રસમ રીવાજો આપણા ઘરડા વર્ષોથી જે કરવામાં આવે છે તેની કોઇ પણ અસલીયત આપણી શરીઅતમા મલે નહી પણ તેમાંની કેટલીક રસમો હિન્દુઓની છે કે જે રસમ રીવાજો તે લોકો પોતાના બુતો તથા દેવો ઉપર અદા કરે છે અને આવાજ રીવાજોની ઝડ બુનયાદ કાઢી નાખવા વાસ્તે આપણા નબી સાહેબને અલ્લાપાકે હુકમ કીધેલો છે કે ઓ મારા પ્યારા હબીબ તમે તમારી ઉમમતના લોકને કહી દીયો કે અલ્લાહ પાકની જાતે બરકાતના સીવાય બીજા કોઇનીબી પુજા પાટ તથા ઇબાદત કરવી નહી. ઇબાદત એટલે શું. ઇબાદત એટલે નમાઝ રોઝા હજ ઝકાત ખેર ખેરાત માનત માનવી દુવા માગવી તથા પોતાના દીલની નેક મુરાદો ઉમમેદો માંગવી તે અને આ લખી બતાવેલી સઘલી ઇબાદતો માલી તથા બદની અલ્લાહ પાકના સેવાય બીજા કોઇ પણ સાથે આ મુજબની ઇબાદની નીયત કરવી શિર્ક કુફર તથા હરામ છે. જેમકે આજકાલ કેટલાક અંજાણા લોકો જેઓ મસલા મસાએલની ખરી હકીકતથી નાવાકેફ છે. તેવા લોકો પીરોની કબર ઉપર સંદલ ચઢાવે છે તેમજ ચઢાવો ચઢાવે છે નારીયલો, મલીદો, દુધ તેમજ કબરને સીજદો કરે છે તેમજ સાહેબે કબરવાલા પાસે પોતાની હાજતો માગે છે તેમજ તેઓના નામની માનતો માને છે વગેરા વગેરાતો એવી રસમો બાબતો હરામ તથા કુફર શીરક ભરેલી છે તેમજ ઓરસના

દીવસે કબર ઉપર દીવા બાલવા તથા ઢોલ ટીકટોરા તથા રાતેબ વગેરા વાજીનત્રો વગાડવા એ સૌ સખતમાં સખત મનાઇ છે.

## (ઓરસ એટલે શું)

ઓરસ એટલે બુઝુર્ગોને દીન ઓલીયા અલ્લાનો વફાતનો દીવસ જે દીવસે તેવણુની વફાત થઇ હોય તે દીવસને બધા મુરીદોએ મલી ને તેવણુની યાદ તરીકે પાળવો તે? તે દીવસે શું કરવું જોઇએ શરીયતના હુકમ મુજબ સગલા મુરીદોએ તેમજ તેવણુના માનનારા લોકોએ એકઠા થઇ કુરઆન શરીફનો ખતમ કરવો તે પછી લાએલાહા એલલ્લાહનો જીકર કરવો તે પછી દુરૂદ શરીફ પઢવું અને જે વલીનો ઓરસ હોય તેનો વસીલો પકડીને ખુદા વન્દ તઆલા પાસે દુવા માંગવી પોતાની તેમજ સૌ મુસલમાનોની બેહતરી વાસ્તે અને તેમજ તે વલીઅલલાહના દરજાઓ અલ્લાહ પાકની દરધામા વધારે થાવાની. તેમજ જેને ખુદાપાકે તોફીક દીધી હોય તો ગરીબ લાચાર મુસાફરોને ખાણુ પકાવીને ખવડાવવું પૈસા ટકા દેવાને તેનો સવાબ તે વલી અલ્લાહની રૂહને બક્ષી દેવો આ છે ખરો અને શરીયત મુજબનો ઓરસ બાકી સૌ બીદઅત શીરક તથા કુફરના કામો વાસ્તે મારા કોમના બુઝુર્ગો ભાઇઓ બેહનો મુજ નાચીજ ખાકસારની વાતને જરા ધ્યાનમાં લઇ અમલ કરશો તો અલ્લાહપાક તમોને એનો બદલો બહુ અજરે અઝીમદેશે છેવટે એટલે કેહવું મારૂં કામ છે કરવું એ તમારા અખ ત્યામાં છે જો તમો નબી સાહેબની શફાઅતની ઉમેદ રાખતા હોવ તો શીરક અને કુફરના કામોથી બચવાને કોશીસ કરજો ઉપર લખી જણાવેલી બાબતો તો ખાસ મે મ્હારા રાંદેરવાસી કોમના ભાઇઓ બેનો વાસ્તે લખી જણાવી છે પણ મ્હારા ગુજરાતવાસી દરેક વાંચક વર્ગના મુસલમાન બંધુઓ માટે તથા બેહનો વગેરાની જાણુ માટે હું મારા મિત્ર મી० એમ. એ. દાખલી સેવક રાંદેરી સાહેબે આજથી થોડા માસ ઉપર એટલે સને ૧૯૨૬ના સાલના માસ ડીસમબરની તા. ૩ જીના વફાદાર પત્રના અંકમાં સચ્ચાઇની રોશની તથા બિદઅત ઉપર અજ-વાળુઆવા મથાળા હેઠળ જે લેખ એક પછી એક પ્રગટ કર્યો હતો તો તે પણુ લખી દર્શાઉ છું કે જેથી સમજદાર તથા જાણુકાર સાહેબો ઉપર તેનો સારો અસર થશે બીજુ એ જે હાલમા આપણા વગડાઓમા થાતા ઓરસોમાં દરેક જાતનું વાજુ ગાજુ બંધ પાડવાની મોટામાં મોટી જરૂરત છે કારણુ કે મસજીદ આગળ કોઇ પણુ જાતનું વાજું ગાજુ વગાડવું જોઇએ નહી તમે એ મુજબ કરશો તો હીન્દુ કરે તેમાં શું નવાય. માટે દરેક નવ જવાન બંધુઓ તથા મસજીદ આગળ તેમજ પીરોની દરગા આગળ બંધ કરાવવા માટેની કોસીશો માટે ખરા અંતઃકરણુપુર્વક સજ અને તૈયાર થઇ જાઓ.





نحمدہ ونصلی علی رسولہ الکریم

# અસચ્ચાઈની રોશની ભાગ ૨ જો

તથા

# બિદઅત ઉપર અજવાળું.

લેખકઃ—મોહંમદ આરેફ દાખલી.—સેવક રાંદેરી.

## (ખુત્બો.)

---

સર્વ શોભાયમાન તે પવિત્ર ખુદાવંદ તાઆલા માટે છે. હમો (એટલે) તમામ ઇસલામી બંધુઓ) તેનીજ શોભાનું વૃતાંત કરીએ છીએ અને તેનાથીજ દરેક બાબતમાં મદદ (આશ્રય) માગીએ છીએ તેનાજ ઉપર હમારો પુરતો ભરોસો છે. હમો તેનીજ પાસે અમારા પાપોની બક્ષીસ (ક્ષમા) માંગીએ છીએ અને તેનાજ ઉપર ઇમાન (શ્રધ્ધા) એટલે તે પરમ કૃપાળુ પરમેશ્વરને સર્વશકિતમાન જાણીએ છીએ. હમો હમારા નફસની એટલે મનો વિકારની બુરાઇઓ તથા હમારી કારકીર્દીની નિંદાઓથી ખુદાવંદ તઆલાનો આશરો અને સહાયતાની આશા રાખીએ. જેને ખુદાવંદ તાઆલા સીધો માર્ગ બતાવે તેને કોઇપણ કુમાર્ગ એટલે ખોટે રસ્તે લઇ જનાર નથી તેમજ જેને ખુદાવંદ તાઆલા ભટકાવી મુકે તેને કોઇપણ સન્માર્ગ ઉપર દોરવી જનાર નથી હમો સાક્ષી આપીએ છીએ કે અલ્લાહ તબારક વ તઆલાના વતરેક બીજો કોઇપણ ખુદા નથી તેની જાતીમાં તે એકલો છે તેનો કોઇ પણ ભાગીદાર તેમજ સલાહકાર નથી તેમજ તેના વતરેક કોઇપણ પુજાને લાયક નથી સર્વ પુજા તેને માટે છે અને હમો સાક્ષી આપીએ છીએ કે અલ્લાહની દરબારમાં માન પામેલા મહાન કીર્તિવાન હમારા પેગંબર મોહંમદ (સ. અ. વ) ખુદાવંદ તઆલાના બંદા એટલે (સેવક) છે. અને તેના રસુલ એટલે ખુદાવંદ તઆલાના તરફથી આખી જગતના લોકોને સંદેશો પહોંચાડનાર મહના મહાત્મા છે કે જેવણુની ઉપર આકાશ ઉપરથી ધર્મ પુસ્તક (કુરઆન) શરીફ ઉતારવામાં આવ્યું છે જેમાં કયામત સુધી ઇસલામીઓને જે કામકાજ કરવાના છે

તેનું ખુદા પાકે પોતાની આજ્ઞાનું વર્ણન લખી જણાવેલું છે, દુરૂદ અને સલામ થાઓ તેના હબીબે પાક અહમદે મુજતબા મોહંમદે મુસ્તુફા ઉપર.

બાદ હમ્દો સલાત પછી વાંચક વૃન્દ ઉપર રોશન થઇ જાય કે તકલિદનું બયાન પુરૂં થઇ જવા બાદ મારો વીચાર થયો કે જોડાજોડ બિદઅતના બયાન વિષેનું લખાણ પણ લખી તેના અનેક ખુલાસાઓથી સામાન્ય પ્રજાના લોકોને જાણ કરાવી દઉં જેને માટે ગેર મોકલલિદો નિત્ય મેણું મારતા અપવાદ મુકી બિદઅત મુશરેક તથા કાફર ઇત્યાદિ ઉપનામોથી મુકલ્લેદોને સબોધે છે માટે કરી એ વિષેનું લખાણ ગેર મોકલલિદોના એક જાણીતા આલિમ મોલવી વહીદુઝ ઝમાન હેદરાબાદીના પૂસ્તકમાં લખી જણાવેલા લેખ ઉપરથી પ્રારંભ કરૂં છું, મોલવી વહીદુઝ ઝમાન પોતાની રચેલી હદીસ શરીફમાં આવેલા અરબી ભાષાના મહાવરાઓની સમજ લેવા વિષે લખેલી અનવારૂલ લુગાતમાં શબ્દ બિદઅતનું વર્ણન લખી જણાવે છે તે સ્થળે લખી જણાવે છે કે બિદઅત એટલે તે નવી વસ્તુ કે જેની ઉત્પત્તિ થવાના પહેલમાં તે અમલમાં કે દેહ રૂપમાં આવેલી ન હોય અને તેના બે પ્રકાર છે જેમાં પહેલો પ્રકાર સયા એટલે ગુમરાહી તરફ લઇ જનારો તથા બુરા કામોમાં ફસાવી દેનારો છે અને બીજો હસના એટલે ખુબીઓથી ભરપુર ભલાઇ તથા લાભોની લલિતાઓનો સમાવેસ રાખનાર જેમકે સૈયદના હઝ. ઉમર (રદી)નું રમઝાન માસમાં ખાસ ગોઠવણ સહીત તરાવીની નમાઝનું કાયમ કરવું ઇત્યાદી બાબતો જેની સહાબા અને કૂરૂને સલાસાથી એટલે તબેતાબેઇનના ઝમાના સુધીથી જે જે કરવું સાબેત થાય છે તે નવા કામો તથા રૂઢીઓ દાખલા તરીકે સરફ નહોનો ઇલમ મદ્રેસાઓ ખાનકાહો પુલો યતીમ ખાનાઓ મુસાફરખાનાઓની સ્થાપનાઓ કરવી વગેરા જેમા કાફર મુશરેકોની તે રૂઢીઓનો સમાવેસ નહી હોવો જોઇએ કે જેમાં શીર્ક કે કુફરનો અંશ જણાય આવે જેમકે કેટલાક જાહેલ અભણ લોકો અંજાણ પણે કરે છે યાને બુઝુર્ગોની મઝાર શરીફ ઉપર જઇને ચઢાવો છે સીજદો કરે છે ઇત્યાદિ જે બાબતો ખુદાવંદ તઆલાની જાતે મુબારક સાથે કરવાની છે તે ગેર રૂલલાહ સાથે કરે છે.

## "એહલે સુન્નત વલ જમાઅતના મત પ્રમાણે બિદઅતનું શબ્દાર્થ જ્ઞાન"

જાણવું જોઇએ કે બિદઅત એ અરબી ભાષાનો શબ્દ છે. જેનો અર્થ એ મુજબનો થાય છે કે કોઇ પણ તદન નવી વસ્તુ અથવા બાબત રૂઢી અથવા ધારો રીવાજ જે કાળમાં તેની ઉત્પતિ થઇ હોય તે પહેલ્લાં તે અમલમાં કે દેહ રૂપમાં આવવા પામેલી ન હોય તે, પરંતુ શરીઅતના કાયદા મુજબ બિદઅત તે નવી વસ્તુને કહેવામાં આવે છે કે જે ઇબાદતને લગતી બાબતોમાં લાગુ પડે જેને માત્ર સવાબ અર્થે ઉજવવામાં આવે છે દાખલા તરીકે નમાઝ-રોઝા હજ-ઝકાત-નફીલ સદકો ખેર ખેરાત વગેરા વગેરા સવાબ અર્થેની ઇબાદતો તથા કામો રૂઢીઓ રીવાજોમાં પોતાના તરફથી વધારો કરવો જેની શરીઅતના કાયદા મુજબ અસલ કિંવા કરણ મલી નહી આવે તદન પોતાના તરફથી કોઇ મોલવી આલિમ તથા સુફી પીર વગેરાએ પોતાના લાભ અર્થે ઇબાદતોને લગતી બાબતોમાં દાખેલ કરી દીધી હોય તેવી બાબતને બિદઅતે સયેયા અથવા કબીહા તથા હરામ મકરૂહ કેહવામાં આવે છે જેને માટે કે હદીસ શરીફમાં આવેલુ છે. કે, (કુલ્લો બિદઅતુન દલાલતુન કુલ્લો દલાલતુન ફિન્નાર) અર્થ જેટલી બિદઅતો

છે તે બધી ગુમરાહી તરફ લઇ જનાર છે અને જેટલી ગુમરાહી છે તે દોઝખ તરફ એ'ચી જનાર છે. આથી તે બિદઅતો છે કે જે બિદઅતો સહાબા તથા તાબેઇન તથા તબે તાબેઇન તથા ઇજમાએ ઉમમતથી સાબેત થએલી ન હોય એટલે ફીકાહની મોતેબર કીતાબમાં પણ જે મના આવેલી બિદઅતોનું બયાન નહી હોય તે હસના છે કે સઇયા તો આવી બિદઅત બિદઅતે સૈયાની ગણત્રીમામાં સુમાર કરવામાં આવશે, ઇબાદતને લગતી બાબતોમાં, પરંતુ જે બિદઅતો મંજુર સંબંધી બાબતોમાં હશે જેમકે શાદી વેળા લગન તથા ગમીના અવસરે કેટલીક રૂઢીઓ જેની શરીઅતમાં કંઇ પણ અસલ નથી તે ઉજવવામાં આવે છે જેને લોકો સવાબ સમજીને નહી પણ રીવાજ સમજીને અથવા રીવાજ તરીકે કરે છે દાખલા તરીકે વેવા (મંગણી)નો સંબંધ જોડતી વખતે શરબત પીવડાવે છે સાકર ઇત્યાદિ મીઠાઇઓ આપે છે સગોત્રીના લોકોને ખાણું વગેરા ખવડાવે છે તેમજ પરસ્પર સગા સ્નેહીઓ પૈસા સંબંધી લેવણ દેવણ કરે છે જેમા કુફર તથા શીર્કનો સમાવેશ ન હોય એવી જેટલા પ્રકારની બિદઅત છે તે મુબાહ એટલે જાએઝ છે પણ આવી બિદઅતો કરવામાં કોઇ પણ પ્રકારનો સવાબ નથી બલકે કેટલીકવાર આવી બિદઅતો હરામ તથા મકરૂહ પણ થઇ જાય છે જેનો પુરનો ખુલાસો ઇનશાઅલ્લા, આગળ જતા સવિસ્તાર આવશે.

## બિદઅત અને તેના પ્રકારો.

જાણવું જોઇએ કે બિદઅતનો પ્રકાર હર અસલમા એકજ છે. પરંતુ સામાન્ય પ્રજાના લોકોને એટલે અવામુનનાસને ટુંકમાં સમજુતી દેવા અર્થ તેના પ્રકાર કેટલાક ફકીહ આલમોએ ઠેરવી દીધા છે જેથી કરી સાર્વજનિક લોકો ગુંચવણમાં પડવા પામે નહી અને સહેલાઇથી સમજી લે જેના મુખ્ય ત્રણ પ્રકાર અને બાકીના પ્રકારો પેટા પ્રકારો છે જેની સમજુતી નીચે મુજબ છે...

"પ્રકાર, ૧. લો. (બિદઅતે હસના) અને તેના પેટા પ્રકાર બે એક વાજેબા અને બીજો મુસતહેબા આ બન્ને બિદઅતોના કરવામાં સવાબનો લાભ સમાવેસ થએલો છે.

"પ્રકાર. ૨, જો (બિદઅતે) મુબાહ જેના કરવામાં સવાબ અજાબ નથી માત્ર સહેલાઇ માટે તેનું કરવું જાએઝ છે.

"પ્રકાર ૩, જો (બિદઅતે) સઇયા એના પેટા પ્રકાર બે એક હરામ બીજા મકરૂહા તાહરીમા હરામની નજદીક.

ખરૂ જોતા-પહેલા પ્રકારની બિદઅતે હસના અને તેનો પેટા, પ્રકારો બિદઅત નથી શરીઅતના કાયદાની રૂએ કારણકે શરીઅતમાં જે વસ્તુની ઉદાહરણ કુરઆન તથા હદીસ ઇજમા થકી જે વસ્તુની આવે તે હુકમ મુખય હેતુમાં સમાંવેસ થઇ જાય છે, દાખલા તરીકે સરફનહો તથા ઇલમે કલામ (શાસ્ત્રાર્થ) વિદ્યાનું સિક્ષણ લેવું કારણ કે વર્તમાન કાળમાં જ્યાં ગલણુ એનો અભ્યાસ ન કરે ત્યાં લગણ અરબી ભાષામાં પુર્ણતા સંપાદન થઇ શકવાનો સંભવ થઇ શકે નહી કારણ કે ધર્મની ભાષા અરબી હોવાને લીધે અરબી ભાષાનું વ્યાકરણ તથા શાસ્ત્રાર્થનું પુસ્તક ભણવાની જરૂરત પડે છે ત્યાં લગણ તે ધર્મ વિદ્વાન થઇ શકતો નથી. વ્યાકરણ તથા શાસ્ત્રાર્થ આપણા નબી સાહેબના ઝમાનામાં તથા સહાબા (રદી)

ના ઝમાનામાં હતું નહી જેથી એ પણ શબ્દાર્થની રૂએ તો બિદઅત કેહવાશે પરંતુ આગળ લખી જણાવેલા ખુલાસા મુજબ જેનું ઉદાહરણ એટલે મીસાલ મલી આવે તે બીદઅતના રૂપમાંથી બંદલાઇ જાય છે તો ધર્મ સંબંધીઓ ઇલમે દીન હાસલ કરવા માટે અને તેને લોકોમા પહોંચાડવા માટેની ફઝીલતો હદીસ શરીફમાં તથા કુરઆન શરીફમાં મોજુદ છે ઇલમ શીખો અને શીખાવો તેમજ દરેક મુસલમાન મર્દ તથા ઓરતપર ઇલમનું શીખવું લાઝેમ છે એટલે ઇલમે દીનનું અગરચે તે ચીન દેશમાં હોય. કુરઆને પાકમાં લખી જણાવેલું છે કે શું ? ઇલમવાલાઓ અને અભણ એક સરખા છે કદી નહી તો આથી સાબેત થયું કે કયામત સુધી પણ ઇસ્લામ તથા ઇસ્લામીઓને જે લાભકારક બાબતો છે તેની મીસાલ કુરઆન હદીસ સહાબા ઇજમાઆથી સાબેત થતીરહે તો તે બિદઅત નથી તે તો બિદઅતે હસના એટલે નેકી છે. સમજુતી માટે દાખલો બીજો આપણા પ્રસતુત કાળમાં જે નવી નવી વસ્તુઓ બાબતો તથા રૂઢીઓ કે જેની મહા અગત્ય થઇ પડે છે તે પણ બિદઅતે વાજેમાં ગણત્રી થશે દાખલા તરીકે તોપ–બંદુક હવાઇ વીમાન વાયરલેસ ટેલીગ્રાફ ટારપીટો બોટ મનવરો ઇત્યાદિ નવી નવી વસ્તુઓ જે કે આપણા નબી સાહેબ (સ. અ. વ.) ના ઝમાનમાં અસ્તિ એટલે હોવાપણુ નહી ધરાવતી હતી તેની જરૂરત હોવાને લીધે ઇસ્લામી રાજકર્તાઓને તેનું સીખવું સીખાવવું વાજેબ થઇ પડશે દુશમનોના મુકાબલામાં બચાવ કરવા અર્થે પરંતુ ખરૂં જોતા મજકુર વસ્તુઓ પણ કાયદાની રૂએ બિદઅતપણામાંથી બાતેલ થઇ જાય છે. કારણ કે અહલે સુન્નત વલ જમાઅતને ત્યાં આગળ લખી જણાવવા મુજબ ચાર બાબતોથી દલીલ લેવાયછે જરૂરે છે કુરઆન શરીફ તથા હદીસ શરીફ તથા સહાબા (રદી)ના અકલવાલો ફેસલો તથા ઇજમાએ ઉમ્મત એટલે મહાન બુઝુર્ગ ફકીહ આલેમોની બહુમતી.

તો ઉપર લખી જણાવેલા હથીયારો જો કે શબ્દાર્થની રૂએ બિદઅત કહેવાશે પણ તેની મુખ્ય સાબેતી કુરઆને પાકમાં મોજુદ હોવાને લીધે કરી તેના ઉપર બિદઅતનો હુકમ લાગુ પડશે નહી જુવો કુરઆન શરીફ પારો ૨૭ મો સુરતુલ હદીદ રૂકુ બીજો ખુદાવંદ તઆલા ઇર્શાદ ફરમાવે છે કે હમોએ લોઢું મોકલ્યુ જેમાં સખત અને બળવાન યુદ્ધ પ્રત્યેના હથીયારોનો સમાવેશ છે. ખુલાસો મજકુર આયત શરીફમાં કયામત સુધી જેટલી પ્રકારના હથીયારોની શોધખળ થતી રહશે તેનો ખુલાસો નીકલી આવે છે તો નિયમ અનુંસારે; વખતો વખતના શોધખોળ થએલાં હથીયારો બિદઅતની ગણત્રીમાં સુમાર થશે નહીં. આ ઉપરથી વાંચનાર સાહેબોને તેમજ મસલા મસાએલના જીજ્ઞાસુઓને જાણ કરી લેવાનું એટલુંજ છે કે ઉપર લખી જણાવેલા ત્રણ દાખલાઓ પ્રમાન જે જે બાબતો તથા રૂઢીઓ ઉપર નિયમિત નિયમ લાગુ પડે તે બાબત તથા રૂઢી શરીઅતના નિયમિત નિયમ મુજબ; બિદઅતનો હુકમ લાગુ પડશે નહિં. સુબહાનલ્લાહ શરીયતે પાકના ઠેરવી દીધેલા કાયદા કાનુનો કેટલા બધા વિસ્તારો ધરાવે છે અને આ બધી બારીકીઓ તથા નુકતાઓ તથા ઉંડાણમાં સમાવેલ થએલાં ગુપ્ત ભેદો સમજવાનો અને સમજાવવાનો હક ફકીહ આલમોનુજ છે. અને તેઓના પ્રતાપે આટલું જાણવાને આપણ શકિતવાન થયા. માત્ર હદીસ શરીફનો તરજુમો વાચી લેવાથી કામ સરે એમ નથી માટે સામાન્ય પ્રજાના લોકોને ફકીહ આલેમોની તકલિદ કરવી અવસ્ય છે. નહીં તો ગુમરાહીના અંધકાર ખાડામાં પડી જવાનો મોટો ભય હોવાનો સંભવ હોય છે,

તો આ ઉપરથી વીચારવાનું એટલુંજ છે કે જે સામાન્ય પ્રજાના ગેર મોકલલિદ સાહેબો પોતે અહલે હદીસનો દાવો કરે છે, તેઓ તદ્દન ખોટા છે કારણકે તેઓને આપણા પ્રસ્તુત કાળના ગેર મોકલલિદ મોલવીઓની તકલિદ કરવી પડે છે અને તેના વતરીક છુટકારો નથી તો અફસોસ અને નવાઇ જેવી વાત અને બાબત તો એ છે કે આવા જબરદસ્ત મહાન મોહદદસીન ફકીહ ચાર ઇમામોમાંથી કોઇ પણ એક ઇમામની તકલિદ નહી કરતા આવા લે ચાલુ મોલવીઓની તકલિદ કરવી બાપડા અભણ સામાન્ય પ્રજાના ગેર મોકલલિદો કબુલ રાખે છે. એ કેટલી બધી એ લોકોની ખુલ્લી રીતે કમનસીબી છે. ખુદાપાક સારી સમજ આપે અને પોતાની હટ ધર્મી તથા ખોટી જીદ મુકી દઇ ચાર ઇમામોમાથી કોઇ એકની પણ તકલિદ કરે તો બહેતર છે અને ગુમરાહીથી છુટકારો થવાનો એક સુંદર માર્ગ છે.]

જાણવું જોઇએ કે બિદઅતે મુસતહબા તે કામો તથા રૂઢીઓને કહે છે કે જેને કરવામાં લાભોજી લાભ તથા સવાબનો અંશ તેમા સમાવેશ થએલો હોય દાખલા તરીકે મુસાફર ખાનાઓ બનાવવા તથા યતીમ ખાનાઓ બનાવવા પૂલો બનાવવી તેમ ઇસ્લામ તથા ઇસ્લામીઓના લાભકારક અંજુમનો સભાઓ કાયમ કરવી મદરેસાઓ તથા સ્કુલો દીન દુન્યાના લાભો અર્થે ચાલુ કરવી હુન્નર ઉદ્યોગ શાળાઓ કાયમ કરી તેમા મુસલમાનોના લાવારેસ તથા યતીમ મીસકીન બચ્ચાઓને મફત કેલવણી આપવી ઇત્યાદિલાભો અર્થેના કામો તથા રૂઢીઓ ચાલુ કરવી તે અને તે વતરીક પોતીકા માત પીતા તથા સગા સ્નેહી તથા બુઝુર્ગાને દીનો જેઓ મરણ પામી ગયા છે તેઓની આત્મા (રૂહ)ને સવાબ પોહચાડવા અર્થે ખેર ખેરાત કરવી જેના થકી ઇસ્લામ તથા ઇસ્લામીઓની એટલે મુસલમાન અનાથ બાળકો બાળકીઓ લાચાર મોહતાજોને લાભ કારક થઇ પડે. દાખલા તરીકે બોર્ડીંગ હાઉસ (વિદ્યાર્થી આશ્રય ભવન) પુસ્તક શાળાઓ યતીમ ખાનાખા દવા ખાનાઓ સુવાવડ ખાનાઓ મુસલિમ બેવા લાચાર મોહતાજ લાવારેસ સ્ત્રીઓ માટે વનિતા-વિશ્રામ વગેરા વગેર તેમજ પોતાને માટે અથવા પોતીકા મરણ પામેલાઓને માટે સવાબ પોહચાડવા અર્થે બનાવવું અથવા જારી કરવું તેમજ હુજુરે અકદસ (સ૦ અ૦ વ૦)ના જન્મ દીવસની ખુશાલીમાં ગરીબ મીસકીમ તથા સગા સ્નેહીઓને ખાણું ખવડાવવું તથા આપ (સ૦ અ૦ વ૦)ની પેદાસને લગતી બાબતોનું બયાન કરવા અર્થે મજલિસ કાયમ કરવી અને તેમા હદીસ શરીફમાં જે મુજબ આપના સોનેરી ચરિત્રનું બ્યાન કરવું તેમજ બુઝુર્ગાને દીનનો દરવરસે જે મરણનો દીવસ આવે છે. જેનો ઓરસ કે દીસો દહાડો કહે છે તે દીવસે તેઓને સવાબ પહોંચાડવા વિષે કરીને ખેર ખેરાત કરવામાં આવે છે એનુ એટલે મજકુર રૂઢીનુ બીજા રૂપમાં નામ-ફાતેહા ખાની પણ કહેવામાં આવે છે યાને ગરીબ લાચાંર માહેતાજોને ખાણું ખવડાવવું તથા તેઓને કપડા લતા આપવા અથવા કુરઆન શરીફ પઢીને તેનો સવાબ પહચાડવો ઇત્યાદિ કામોની ક્રિયા થાય છે એ બધી બિદઅતે મુસતેબામાં દાખેલ છે. પરંતુ મારા વાંચક વર્ગના સુજ્ઞ સાહેબો જોડાજોડ તમારા ઉપર એ પણ રોશન થઇ જાય કે બિદઅતે મુસતેહબાના કામોને જ્યા લગણ જે દેશના અથવા શહેરના અંથવા કસબાના તથા ગામડાના તેમજ જે સ્વજ્ઞાતિ સમાજના લોકો મુસતેહેબાના દરજા તરીકે સમજીને કરતા રહેશે અને પરસ્પર એક બીજાને ભલુબુરૂ નહી કહેતા ફરજ પાડશે નહી ત્યાં લાગણ તો એમા લાભોની લાભ તથા ભલાઇ અને સવાબને હિત જળવાઇ રહેશે પણ અરસપરસ નહીં કરનારને બુરૂં ભલું કહેશે અથવા જે સ્વજ્ઞાતી સમાજના લોકોમાં આવો આજીઠો

જણાય આવશે તો તેઓ માટે મનાઈરૂપમાં હુકમ બહાર જશે જયાં લગણ ત્યાંના લોકો પોત પોતાના અકીદાને સુધારી નહીં લેશે, ત્યાં લગણ તેઓના ઉપર નહી કરવાનો હુકમ જારી રહેશે. જો તેઓ આ મુજબ અમલ નહી કરશે તો ગુનેહગાર થશે.

દાખલા તરીકે આપણા દેશમાં લોકો પોતીકા માતપિતા ત્થા કુટુંબના માણસોમાંથી કોઇ મરણ પામે છે તો મરણ પછી તીજુ ચાલીસું છ માસિક અને વર્ષી ઇત્યાદી દીવસો ખાસ ઠેરવી લીધા છે જે મરણ પછી સવાબ પોહચાડવા અર્થે ક્રિયા કરાવવા માટે ફરજ પાડવી અથવા કરજ ઉધાર લઇ અથવા વીયાજી લઇને ખાણું ખવડાવવું અથવા ફાતેહા ખાની કરવી કરાવવી આવી ઉપર લખી જણાવેલી બધી બાબતો કરવા માટે મનાઇનો હુકમ લાગુ પડશે કારણકે એવી બાબતોને શરીઅત ફરજ વાજેબ લાજેમ મલજુમ કરેલી નથી, એ તો દરેક માણસને પોતે પોતાની યથા શકિત ઉપર મુલતવી રાખીને કરવાનું છે જેની જેવી શકિત પૈસા સંબંધીમાં ત્થા નફીલ ઇબાદત કરીને મરનારને સવાબ પોહચાડવાનો મુળ હેતુ છે તો તેમાં વળી દીવસો ઠેરવી લેવાની શી જરૂરત જયારે જેનાથી પૈસા સંબંધી ત્થા નફીલ ઇબાદત સંબંધી બની શકે તે વખતે સવાબ પોહચાડવા અર્થની ક્રિયા કરી લે બની શકે તો દરરોજ એકવાર બેવાર સાંજ સવાર ગરીબ લાચાર મુસાફરને ખાણું ખવડાવે જેને કપડાની હાજત હોય તેને કપડું દેવડાવી દે બીમાર હોય તો ગરીબ બાપડાને દવા કરવાને પૈસા આપે પોતે નફીલ નમાઝ પઢીને ત્થા કુરઆન શરીફ પઢીને તેનો સવાબ પોહચાડવા માટે ખાસ ખાસ રીત ભાત ઠેરવી લેવાની જરૂરત નથી વખતને અનુસાર જેનાથી જે કાંઇ પોતાની શકિત મુજબ થઇ શકે તે કરે સગાસ્નેહીઓન તેમજ સ્વજ્ઞાતીના લોકોએ એ બાબતમાં એક બીજાને બુરૂં ભલું કહેવું નહી તેમજ તાનોતીસનો દેવો નહી જો આ મુજબ કરશે તો તેમાં મનાઇનો હુકમ લાગુ પડશે નહી. ઇસ્લામ ધર્મએ જે જે બાબતો એથેં નિયમ એટલે કાયદા કાનુનો ઠેરવી છે. તે કાયદા કાનુનની હદમાં રહીને દરેક મુસલમાનોએ તે કામો કરવા જોઇએ તોજ તેમા લાભોજી લાભ છે. જો કાયદાની હદ ઓલંગી જે મુસલમાનોની સ્વજ્ઞાતીઓ કામ કરે છે તો છેવટે તે કોમ તબાહીની હાલતમાં આવી જઇ દુ:ખયારી થઇ પડે છે જેનો અનુભવ અકકલ મન્દો ઉપર થતો રહે છે અને તેઓ પોત પોતીકાઓને તેમજ પોતીકા સ્વ જ્ઞાતીઓને નિત્ય સાવચેતી કરતા રહે છે છતાં જેઓ નહી માનતા તેઓ હંમેશા દુ:ખયારી હાલતમાં પોતાની જીન્દગાની ભોગવે છે. પોતાના હાથે કરી પોતે કોઇ દુ:ખ ઉઠાવે તેમા બીજાની શું કસુર અલ્લાહ પોક મુસલમાનોની હાલત ઉપર રહમ કરે અને આજકાલના પેટ પાલુ ઇમાન ફરોસ મુલ્લાંણાઓની જાલમાં ફસવાથી બચાવે કે જેઓ પોતાના જાતીલાભ અર્થે મુસલમાનોમા નવી નવી બિદઅતે કબીહા જારી કરાવીને પોતે ગુલછળા ઉડાવી મોજમજા કરે છે. અને ખરા હકદારોનું હક મારી મુસલમાનોની કોમને મુફલેસી હાલતમાં લાવવા માટે વધારો કરતા રહે છે વર મરે કે કન્યા બ્રાહ્મણનું લડ્ડુ નહી જવા પામે મુર્દા દોજખમે જાવે કે જન્નતમે મુલ્લાં જીકા ખીર ખાનેશે ઓર હલવા માંડા ખાનેસે મતલબ ખેરાતની રૂઢી વખતના સંજોગ ત્થા અનુસાર કરવાથી તે લાભકારક થઇ પડે છે નહી તો તે લાભની જગ્યોએ નુકસાનકારક થઇ પડે છે. જેની મીસાલ એટલે ઉદાહરણ ઘાચીના બળદ સમાન છે કે આખો દીવસ બાપડો મુસાફરી કરે અને ત્યા એટલે તેની આંખો બંધ કરવામાં આવે અને ઘાણીમાં જોડીને ચલાવવામાં આવે છે તે બાપડો સમજે છે કે હું આ મુસાફરી કરી રહયો છું પરંતુ તે ત્યાંનો

ત્યાંજ હોય છે એજ રીતે આપણી રસમ રીવાજની ખેર ખેરાતની હાલત છે કે હજારો લાખો રૂપિયા દર વરસે મુંબઇ ઇલાકાના વેપારી મંડળના સખી વજુદે ખેર ખેરાત કરે છે પણ મુસલમાનોની મુફલેસીમાં જરાએ ઘટાડો થતો નથી તેનું કારણ એટલુંજ કે હાલના સંજોગોને જોતા આપણી બધી ખેર ખેરાત નફીલ તેમજ વાજેબ હુન્નર ઉદ્યોગ શાળાઓ ખોલીને મુસલમાન લાવારેસ તથા અનાથ બાળકોને તેમા દાખેલ કરીને તેઓનું પાળણ પોસણ કરી તેઓને હુંન્નર ઉદ્યોગના કામો સીખવીને ધંધે રોજગારે લગાડવાની જરૂરત છે ત્યાં લગણ મુફલેસી દુર થવી અસંભવિત છે તમો જોસો કે મુફલેસી એ હિન્દવાસી મુસલમાનોની હાલત શુ કરી દીધી છે ? તે ઉપર નીગાહ દોડાવશો તો તમોને ખુલ્લી રીતે જણાય આવશે કે નીચમાં નીચ હરામ ધંધો મુસલમાન ગરીબ વર્ગમાં પ્રવેસ કરી ગયો છે મીરાસીનો ધંધો કરનાર મુસલમાન ઢોલ તાસા નગારા બેંડ ઇત્યાદિ વાજીનત્ર વજાડવાનો ધંધો મુસલમાનોમાં ભડવાગીરી દાદાગીરી અને સ્ત્રી વર્ગમાં તવાએફનો દુમડીઓના ઢોલકી વજાડવાનો ધંધો કરનાર મોટે ભાગે તમો જોસો તો મુસલમાનોમાજ મળી આવશે શુ ? આ લજવવા જેવું નથી જો છે તો તમો રસમી ખેર ખેરાતને હવે તજીદો અને યતીમખાના ખોલો હુન્નર ઉદ્યોગશાળા કાયમ કરો મુસલિમ વનિતા વિશ્રામનો પાયો નાખો તેમાં એવા લાવારેસ રખડતી રજલતી સ્ત્રીઓને બાળકીઓને પરદામા રાખીને તેઓના પાલણ પોસણ અર્થ સ્ત્રીઓને લગતો હુંન્નર ઉદ્યોગ સીખવી તેઓને પણ ધનધે રોજગારે લગાડીદો અને તેઓને ધંધો રોજગારે લાગેલા મરદો સાથે પરણાવીદો કે જેથી તમારી મુસલમાન માબેહનોની લાજ રહે નહી તો યાદ રાખજો કે કાલ કયામતને દીવસે એની ખુદાવન્દ તાઆલાના દરબારમાં સખ્તમાં સખ્ત પુચ્છ થશે આં કટ મુલ્લાં તથા–બનાવટી સુફી પીરજાદા ત્યાં તમારી મદદ કરી શકશે નહી એલોકો તેતો કયામતને દીવસે દોજખમા કુદા ખાતા જોસે કારણકે એ લોકો એ બોલોમા એ હકકની અહલે સુન્નતવલ જમાઅત તેમા ખાસ કરીને હનફી ઉલ મજહબ પાલનાર આલેમોને બુઝુર્ગોને પોતાનો લાભ તથા મોજમજા અર્થે ગાલો ભાંડવાનો બુરૂ ભલુ કહેવાનો ધંધો રોજગાર અખત્યાર કરી લીધો છે આ બદમાસોની બદમાસીના ભેદ ઓલમાએ હકકાની જયારે ખોલીને લોકોને જાણ કરાવી દે છે તો આ, બદમાસો તેઓના ઉપર ખોટા બોહતાનો બાંધે છે વહાબી લહાબી-લામજહબી કારણ કે હું ઉપર લખી જણાવી ગયો તે મુજબની કાયદેસર ખેર ખેરાત કરવાને એટલે હુન્નર ઉદ્યોગ શાળાઓ ઉપર લોકો ધ્યાન આપે અને તેમા પોતીકા મરણ પામેલાને સવાબ પોહચાડવા અર્થે મદદ કરે તો એ લોકોનો હલવો માંડા ખીર કોરમા પૂલાવ વગેરેના હક માર્યા જાય છે તેમજ એ લોકોની ચીરાગીના ન્યાજ શીરનીના પૈસા એ લોકોને જે મલતા રહે છે તે પછી યતીમ ખાના ખાનાઓનાં ઇત્યાદી જરૂરતના કામો જયારે લોકોમાં ખરચ કરે તો એ લોકોની મોજમજા છુટી જાય અને એ લોકોને પણ ધંધો રોજગાર તથા મહેનત મજુરી કરવાની જરૂરત પડે તો આવી મુસીબતો કોણ કબુલ રાખે અલ્લાહ પાક તેના મજહબ કરમો ફઝલથી મુસલમાનોની હાલત સુધારી દે.

હેતુ એ જે બિદઅતેહસના પેટા કલમ બીજી. મુસતહેબાન કામો કરવા અર્થે લાજીમ મલજુમ નહી સમજી લેતા વખતના અનુસાર તથા સંજોગો જોઇ તેમાં શીર્ક અને કુફર તથા કુફરીના રીવાજ રૂઢી ઇસાદી બાબતોની તપાસ લઇ જોતાં મુસલમાનોને તે

કેટલા હરજજાની લાભકાર છે તેમજ લાભની જોડાજોડ તેમાં અંદરખાતે કેટલા હરજાનુ નુક શાનકારક થઇ પડશી વગેરા બાબતો મોટો ખ્યાલ રાખીને આગળી પાછળી બાબતો ઉપર પુરતુ લક્ષ આપ્યા પછી તેનો સાર શું ? જાણુ વગેરે કરી લીધા પછી તેમાં સવાબનો અંશ હોય તો તે બિદઅતે હસનાનો રીવાજ દેવામાં લાભનો અર્થ સમાઇ શકે છે નહી તો પેલી કેહવત મુજબ. નેકી બરબાદ ગુનાહલાજીમ સમાન થઇ પડવાનો પૂરતો સંભવ છે જેમકે આપણા ચાલુ ઝમાનામાં બુઝુર્ગોને દીનની મજારો ઉપર જે ઓરસોનો મેળો ભરાય છે તેમાં ખુલ્લી રીતે શીર્ક વ-કુફ્ર તથા હરામ મકરૂહ કામાનો રીવાજ દેવામાં આવે છે જો કે મુળ ઓરસ કરવો એ બિદઅતે હસના છે પરંતુ ઓરસનો આગલા દિવસે જેને સંદલનો દિવસ કહેવામાં આવે છે તે દિવસની રાત્રે કબંર ઉપર સંદલ ચઢાવવું કબર ઉપર ચઢેલા સંદલને માથે ચઢાવવું કબર ઉપર ચઢેલા સંદલને માથે ચઢાવવું કબર ઉપર દીવા બાળવા નારિએલ તોડવું દુધ મલીદો ચઢાવવો તે પછી ઓરસના દિવસ રંડી ભડવાઓનો નાચ કરાવવો કવ્વા લોની પાસે ગવડાવવું વજડાવવું શું ? આ બધા કામો શરીઅતે મુતાહેરાથી હરામ નથી જો અગર છે તો કેટલી બધી શર્મીંદગી અને ગૈરતની વાત છે કે બુઝર્ગોને દીનની મઝાર ઉપર હરામ કામો કરાવવા અને તેની સાથે સાથે સવાબ છે એમ આ પેટવાળુ મુજાવરોનું સમજાવવું જુઠી સાચી રીવાયતો બ્યાન કરીને મનમાં આવે તેવાં ખોટા ખરા અર્થ લોકોને સમજાવીને પોતાના ટકા સીધા કરી લેવા એનું નામ સવાબ અને આશકે વલી. વ્હાહરે આશકે વલી. શેર

"કારે શૈતાં મી કુન્દ નામસ વલી
ગર વલી ઇનસ્તો લાનત બર વલી"

અર્થ—નેક કામો કરવાની જગ્યાએ શૈતાન સમાન બદીના કામો કરવા અને નામ વલીનું નામ ધારણ કરનાર ઉપર ખુદાપાકનો ધિક્કાર થાઓ કે જેથી લોકો એવા વળીઓના ફીતનાથી બચવા પામે જાણવું જોઇએ કે ઓલમાએ હક્કાની હમેશા જે બિદઅતો માટે હદીસ બયાન કરે છે કે.

(કુલ્લો બિદ અતુન ઝલાલતુન કુલ્લો ઝલાલુતે ફિનનાર) એટલે જેટલી નવું વસ્તુઓ તથા રૂઢીઓ જેમાં ગુમારાહીનો અંશ સમાવેશ છે એ ખોટા માર્ગ ઉપર દોરાવનાર છે અને જે ખોટા માર્ગ ઉપર દોરાવનાર છે તે દોઝખના ખાડામાં લઇ જનાર છે. તો ઉપર લખી જણાવેલી બધી બિદઅતે કબીહા જ્યારે દોઝખમાં લઇ જનાર સાધન થઇ પડે તો તેમાં સવાબ સમજી તે કામો ઉપર અડી બેસવું એનું નામ જહાલત નહી તો બીજુ શું. જાહેલ માણસને સીંગડા નથીં ઉગતાં તેના ના લાયક કામો ઉપરથી તેની જહાલત તથા બદમાશી માલમ પડી આવે છે. મતલબ મુખ્ય તેનુ એ જે બુઝુર્ગીને દીનના વફાતના દીવસે જેનું નામ ઓરસ છે તેની જે રસમ અદા કરવામાં આવે છે. એ રસમનો મુળ હેતું શુ છે તેની જાણથી આપણને વાકેફ થવાની જરૂરત છે તો બુઝુર્ગોની કીતાબો ઉપરથીજ એનો ખુલ્લે ખુલ્લો હેતુ એ જણાય આપે છે કે બિદઅતે હસનાના રૂપમાં હિન્દ દેશમાં ઇસ્લામી સંગઠન કાયમ કરવાનો ઓરસનાં રૂપમાં જે કામો શરીઅતથી સાબેત છે અને વળી તેમા સવાબનો ભાગ પણ સમાવેશ થાય છે એવા રીવાજની બુન યાદ કાયમ કરવી એટલે જે બુઝુર્ગોને દીનનો વફાતનો દીવસ હોય તેના આઠ દસ દીવસ આગમજ બધા ખલિફાઓને તથા મુરીદોને ખબર કરવામાં આવે કે પીર સાહેબના વફાતનો યાદ ગારીમાં ફલાણો દીવસ ઠેરવવામાં આવ્યા છે તે

દીવસ બધા મુરીદો તથા ખલિફાઓએ ખાનકાહમાં હાજર થયું તેઓની મહેમાનદારીનો બંદોબસ્ત માટે કરવામાં આવ્યો છે. વગેરા વગેરા મજકુર દીવસે અલ્લાહ પાકનો જીકર તથા કુરઆન ખાની ફાતેહાખાની વગેરેની રસમ અદા કરવામાં આવશે જેનો સવાબ પીરસાહેબની રૂહને અર્પણ કરવામાં આવશે તે પછી એક બીજાને પરસ્પર ઓળખાણ થઇ સ્નેહ ભાવમાં વધારો થવાના લાભો પ્રાપ્ત થતા રહેશે વગેરા વગરે વગેરાનું નામ થયુ તેમાં ધીમે ધીમે હિન્દ દેશમાં મુસલમાનો હિન્દુઓના હમ વતની હોવા પ્રત્યે પરસ્પરસ સંસારી કામોમાં એક બીજાને જોડાણ હોવાને લીધે હિન્દુઓની ધાર્મિક ઘણી રસમો રૂઢીઓ મુસલમાનોમાં ચાલુ થઇ ગઇ.

જેમકે હિન્દ દેશના મુશરેક કાફરો વગેરા પોતાના વડીલોની મુર્તિ બનાવી તેની પુજા કરે છે અને સમજે છે કે આ મુર્તિઓમાં હમારા મહત્માઓ મહારૂષીઓ મુનીઓનો આત્મા વખતો વખત એમા પ્રવેશ થાય છે અથવા તેઓ પોતાની મુર્તિઓ ઉપર તેજોમય નાખે છે અને હમે જેઓની મુંર્તિની પુજા પાટ કરીએ છીએ તેને જુવે છે જેથી પુજા કરનારથી તેઓની પ્રલય કાળના ઇશ્વર પાસે હમારા છુટકારાની ભલામણ કરશે માટે કરી હમે લોકો એની પુજા કરીએ છીએ પરંતું એઓને ઇશ્વર તરીકે માનતા નથી આ મુજબના અકીદાઓ રાખીને કોઇ હનુમાન ઉપર તેલ ચઢાવે છે તો કોઇ ઘીનો દીવો બાળે છે તો કોઇ દીવાથી આરતી પુજા કરે છે. અને હનુંમાનને દીપ દર્શન કરાવે છે તો કેઇ પોતાના મહાત્માઓની મુર્તિ આગળ ઢોલ વગાડે છે દહીને સીંદુર ચઢાવે છે અને મુર્તિઓ પાસે પોતાની આશાઓ અભિલાષાઓ માગે છે કોઇ પુત્ર માગે છે તો કોઇ ધન દોલત માગે છે તો કોઇ બકરા ગાય સાંઢ ઉટ ઇત્યાદી ચાર પગા પશુઓને તેઓના નાંમ ઉપર રખડતા રજલતા મુકી દે છે તેમજ મુર્તિઓના નામની માનતાઓ માને છે તેઓના નામ ઉપર પશુઓંને બલિદાન કરે છે તો મુસલમાનોએ પણ એઓની દેખાદેખી સોહબતે અસર તુખમે તાસીર સમાન પોતાના બુઝુર્ગોની કબરો સાથે આ અમ્રે મુજબની રસમ અદા કરવાને શરૂ કરી દીધી જે હળવે હળવે ધર્મ રૂપમાં બદલાઇ ગઇ અને વળી અધુરામાં પુરૂ એ જે આપણા પેટ પાળું મુજાવરો ને મન માનીતી આ બાબત થઇ પડવાને લીધે અભણ મુસલમાને મનાઇ નહી કરતા પોતાના તરફથી પ્રતિદિન તેમાં કંઇને કંઇ વધારોજ કરતા ગયા અને તેણે એટલી બધી દઢ ઝડ પકડી લીધી કે તેને આજે ઓલમાએ હકકાની નાસ કરવા ચાહે છે તો મોટી મોટી સંકટોનો મુકાબલો કરવો પડે છે. વહાબી લહાબી લામજહબી વગેરેના ખીતાબો અભણ તરફથી મલતા રહે છે. આપણા બન્ને જહાનના નાસરદારે આલમ અહમદે મુસ્તફા મોહંમદ મુસતુંફા (સ૦ અ૦ વ૦)ને ખુદાવંદતઆલા મબઉસ ફર્મા એટલે આપ (સ૦ અ૦ વ૦)ને દુન્યામાં મોકલ્યા તે એટલા માટે તે આપ ખુદાવંદ તઆલાની તોહીદ તથા વાહદાનીયતને લોકોમાં જાહેર કરે અને તેના હેતુઓ સમજાવી આપે કે તે પવિત્ર ખુદાવંદ તઆલા વતરોક બીજુ કોઇપણ પુજાપાટને યોગ્ય નથી. ખુંદા પોતાની જાતી આ તેના જેવો દરેક ગુણ ધરાવનાર સર્વ શક્તિવાન સર્વત્ર મોજુદ રહેનાર તે પોતે એકલોજ છે તેનો કોઇ પણ ભાગીદાર નથી આ બધી જગતનો પેદા કરનાર રક્ષણ કરનાર તેની પવિત્ર જાતી આ તે એકલોજ છે કોઇપણ તેનો સાથી કે મદદગાર નથી માટે દરેક પૂજા પાટ કરવાને યોગ્ય તેની જાત છે તેમજ દરેક પ્રકારની આશાઓ અભિલાષાઓ તેનીજ પાસે માગવી જોઇએ તેના વતરોક બીજા કોઇ પાસે માગવી નહી તેમજ આપણી આશાઓ અભિલાષાઓ મુરાદો ઉમ્મેદો બર આવવા માટે અને તે કબુલ થાય તે માટે

કોઇ પણ જાતની એટલે પૈસા સંબંધી કે જીવ જંતુ સંબંધી ધર્મ ક્રિયા કરવી હોય તો તે અલ્લાહના નામનીજ થઇ શકે કેમકે કુરબાની ખેર ખેરાત નફીલ ઇબાદતો વગેરા બાબતોનો સવાબ જોએ તેને અર્પણ કરે પોતાને માટે રહેવા દે અથવા બુઝુર્ગાને દીનને અર્પણ કરે પોતાના સગા સ્નેહીઓને અર્પણ કરો એજ મુજબ દરેક માનતાઓ પણ અલ્લાહના નામનીજ હોવી જોઇએ અલબત બુઝુર્ગાને દીનનો વસીલો લઇ ખુદાવન્દ તઆલા પાસે દુઆ માગવી બહેતર તરીકો છે જલદી કબુલ થાય છે. મતલબ મુળ હેતુ એ જે ઇસ્લાપ અને તેના વતરોક બીજા ધર્મોમાં માત્ર આટલોજ અંતર છે ખુદાવંદ તઆલાની પવિત્ર જાતીને કાફરો મુશરેકો પણ માને છે કે હમારો પેદા કરનાર સર્વ શકિતવાન સર્વત્ર નિરંજન નિરાકાર વગેરાની માન્યતા કરે છે પરંતુ સાથે સાથે ખુદાવંદ તઆલાના ભાગીદારો પણ ઠેરવે છે અને કહે છે કે હમો મુર્તિઓને ઇશ્વર નથી સમજતાએ વિષે કુફ્ફારો અરબ પણ એજ મુજબ કહેતા હતા જુવો ખાત્રી માટે પારો (૧૧)મો સુરા યુનુસ.

અર્થ તેઓ કહે છે (કાફરો) આ મુર્તિ પ્રલયકાળ એટલે કયામતના દીવસ ખુદાવન્દ તઆલા પાસે હમારી ભલામણ કરશે.

તો ઓ મારા હબીબ તમો કાફરોને કહી દો કે તમે જે વિષે કહો છો કે ખુદાવંદ તઆલા માટે તો શું ? આ બાબતથી જાણકાર નથી તેની પવિત્ર જાત આકાશ અને પૃથ્વી સ્વતંત્ર છે તેની સાથે આ મુર્તિઓને ભાગીદાર બનાવો છો હેતુ એજ આપણા હિન્દ દેશનઃ મુસલમાનોને હિન્દુઓ જોડાજોડ રહેવાને લીધે તેમજ સંસાર સંબંધ હોવાને લીધે સોહબતનો અસર પડયો અને હિન્દુઓ સમાન એટલે હિન્દુઓ જે મુજબ તેઓના દેવતા સાથે રસમ રૂઢી અદા કરતા રહે છે તેની દેખા દેખી વર્તવા લાગ્યા અને ખુદાવંદ તઆલાની પવિત્ર જાતી સાથે ઓલીયા અલ્લાહઓને હિન્દુઓ સમાન ભાગીદાર બનાવીસ તેઓ ખાંસ પોતાની મુરાદો અભિલાષાઓ આશાઓની માંગણી કરવી શરૂ કરી દીધી અને હિન્દુઓ સમાન બુઝુર્ગાને દીનની કબરો ઉપર ચઢાવા તથા માનતાઓની ક્રિયા શરૂ કરી દીધી આ બધી બાબતો જ્યારે હિન્દુઓએ મુસલમાનોમા કરતા જોઇ તે તેઓ પણ મુસલમાનની જોડા જોડ પીરોની કબરો ઉપર માનતાઓ ચઢાવવા લાગ્યા તેઓની સ્વભાવિક ટેવ મુજબ કે જયાં કોઇ બાબત નવી અથવા અજાયેબ ભરેલી જોઇ કે તેને દેવતા સમજી પુજાપાડ કરવા શરૂ કરી દે હિન્દુઓ આવી રીતે જોડવાથી અભણ મુસલમાનો પોતાની મુર્ખાઇ પણે એમ સમજી બેઠા કે પીરની કરામતથી આ લોકો એટલે કાફરો આ તરફ જુકી ગયા છે કદાચ કોઇ સાહેબ એમ નહી સમજી લે કે હુ કરામતનો નકાર કરનાર છું નઉઝોબિલ્લાહ મારો એવો અકીદો નથી પરંતુ કરામતનો અર્થ હું ઉપર લખી ગયેલ તે મુંજબની સમજ પ્રમાણે તો નથી કે હિંદુઓ આવી બુઝુર્ગાને દીનની કબરની પુંજાપાઠ કરવા શરૂ કરી દે એ તો શૈતાનની એક પ્રકારની ધોકાબાજી છે. મુસલમાનોને ભુલાવવામાં નાંખીને કુફ્ર શાર્ક કરવવાની—અલ્લાહપાક મહજ તેના કરમો ફઝલથી આ, સખતાઇને સાથે રીવાજ પામેલી રૂઢીને મુસલમાનોમાંથી નાબુદ કરી દે મારા અહલે સુંન્નત વલ જમાઅતના બંધુઓ જરા વીચાર કરો અને હોશમાં આવો હિન્દુઓ આ રસમ રીવાજો માટે તમારા ઉપર કેટલો બધો મોટો એ તેરાજ કરી બેઠા છે તેની તમને કાંઇ ખબર છે,

જયારે હિન્દુઓ કહેવામાં આવે છે કે તમો જયારે હમારા ઓલીઓને સત્ય માનો છો અને તેવણનું સત પણ જુઓ છો છતાંયે તમે મુસલમાન કેમ નહી થતા તો તેનો જવાબમાં

તેઓ કહે છે કે આપણે બધા એકજ છીએ એટલે હિન્દુ મુસલમાન બધા એકજ છીએ એટલે હિન્દુ મુસલમાન બધા એકજ ઇશ્વરના બનાવેલા. કઇયદના હઝરત આદમ (અ૦ વ૦)ની ઓલાદ છીએ તથા ઇશ્વરની માન્યતામાં પણ હિન્દુ અને મુસલમાનોમાં કાંઇપણ તફાવત નથી જેવી રીતે મુસલમાનો ઇશ્વરને એક દેવ માને છે તેવીજ રાતે હમો પણ ઇશ્વરને એક દેવ સર્વ જગતનો કર્તા આદિ અંતરહિત નિરંજન નિરાકાર અંતર્ચક્ષુ અંતર્ધાનનો જાણકાર સર્વ શકિતવાન જાણીએ છીએજ બાકી મુર્તિ પુંજાનો સવાલ તો તેમા પણ હિન્દુ અને મુસલમાન એક સરખા છીએ જેવી રીતે મુસલમાનો ઓલીયાઓની કબર જે કે ઇંટ ચુનો બાલુ મટોડી તથા પત્થરની બનાવેલી હોય છે અને તેને દણ્ડવટ કરે છે ચુમન લે છે ચઢાવો ચઢાવે છે દીવો બાળે છે. સંદલ ચઢાવે છે. માનતા માને છે તેવીજ રીતે હમે પણ હમારા રૂષી મુની ઇત્યાદિ મહાપુરૂષોની મુર્તિ બનાવીને તેની પુંજા કરીએ છીએ કે જેથી કરી તેઓની પ્રસન્તા હમારા ઉપર થાય અને ઇશ્વર સામે અમારી ભલામણ કરીને હમોને નરકમાં જવાથી છુટકારો કરાવી દે મારા અહલે સુન્નતવલ જમાઅતના મુસલમાન બંધુઓ તમો ખુદ જાતે અને પોતે વીચાર કરી લો કે બુઝુર્ગાને દીન (રહ૦)ની કબરો સાથે તમો જ્યારે હિન્દુઓ સમાન રસમ રીવાજ અદા કરો છો તો તમારે લીધે પવિત્ર ઇસ્લામના તોહીદ અને વાહદાનીયતના કાયદાનો કેટલો બધો કલંક લાગે છે, શું ? કાલ કયામતને દીવસે ખુદાવંન્દ તઆલા તરફથી આ બધી શીર્ક કુફ્ર ભરેલી બાબતો વિષે પુછ નહી થવાની જરૂર થશે ત્યારે ખુદાવંન્દ તઆલાની આગળ તમો શું જવાબ દેશો નબી સાહેબને શું મોઢું દેખડાવશો જેવણ કે આ બધી શીર્ક અને બિદઅતે કબીહા ભરેલી બાબંતોને દુર કરવા માટે કેવા કેવા મહા દુઃખ અને સંકટો ઉપાડી લેવાનો મુકાબલો કર્યો હતો તેનો પણ તમને ખ્યાલ છે કે નથી અગર છે.

તો ઓલીયાઓની કબર ઉપર આવી અત્યાચારી રસમો તથા રૂઢીઓથી બાઝ આવો, અને તમારામાં ઇસ્લામની સચ્ચાઇ ભરી તૌહીદ અને વાહદાનીયતની જલક પેદા કરો અને હિન્દુઓને કહી દો કે ઓ હિન્દુઓ તમારી અને હમારી ઇશ્વર વિષેની માન્યતામાં ઝમીન તથા આકાશ જેટલો તફાવત છે. હમો મુસલમાનો ઓલીયાઓને તમારી માન્યતા મુજબ નથી માનતા એ તો અભણ મુસલમાનો અંજાણપણે તમારી સોહબતમાં રહીને આવા મત ધારણ કરીને તમારા મત મુજબનો ઉપચાર કરે છે; પરંતુ મુસલમાનો તો ઇસ્લામ ધર્મના મત મુજબ માત્ર ઓલીયાઓની કબર જઇને ફાતેહા એટલે આશીર્વાદની રસમ જે ઇશ્વર પાસે માગણી કરવાની છે તે કરે છે કે ઓ ખુદાવંન્દ તઆલા તું તારા મહજ એટલે માત્ર કરમો ફઝલથી આ ઓલીયાના તારા તરફથી અપાયલા માનવી ખાતરે આધારે હમારી દુઆ કબુલ કર કેમ જે તુ તારા બરગુજીદા માન પામેલા ઓલીયાઓનો વસીલો લઇ દુવા કરનારની દુવા બહુ જલદી કબુલ કરે છે તો આવી રાતે દુઆ માંગવામાં ઓલીયા પાસે મદદ માંગવું કે માંગવાનો અર્થ થઇ શકતો થઇ શકતો નથી. મુસલમાનો જો ઓલીયાઓની કબર ઉપર જવાનો મુળ હેતુ આટલોજ છે, પરંતું હિન્દુઓ દેવળમાં જઇ અથવા જે જગ્યાએ મૃતિં મુકેલી હોય તેને તથા જે મહાત્માની તે મુર્તિ છે તે મહાત્માને દેવતાને મુની મહારાજને ઇશ્વર અવતાર સમજે અને તેમ સમજી તેને પ્રણામ કરે છે અને તે મુર્તિ સામે હાથ જોડીને પોતાની આશાઓ અભિલાષાઓ માગણી કરે છે. અને સાથે એવો શ્રધ્ધા એટલે અકીદા પણ રાખે છે કે આ

બધા મહાત્માઓ દેવતાઓને ઇશ્વરે પોતાની આદિ શક્તિ બળના કુલ અખત્યાર પણ આપી દીધેલો છે; પરંતુ મુસલમાન ઓલીયાઓ વિષે આવો મત ધરાવતા નથી મુસલમાન તો ઓલીયાઓને માંત્ર ખુદાવંન્દ તાઆલાના બરગુજીદા અને પ્રસન્નતા સંપાદન કરેલા સેવકો સમજે છે કે જેઓનું કામ ઇસ્લામ ધર્મની સંપુર્ણ સેવા બજાવવાનું ખુદાવંન્દ તઆલા તરફથી સોંપવામાં આવ્યું છે અને વખતો વખત તેમને જો વખતના અનુસાર ઇસ્લામ ધર્મની સચ્ચાઇ બતાવવા માટે ચમત્કાર બતાવવાની જરૂરત પડે તો તેઓને અમુક એવી શકિતઓ ખુદાવંદ તઆલા તરફથી બક્ષીન્દા કરવામાં આવેલી છે જેને મુસલમાનો કરામત કહે છે અને હિન્દુઓ તેને સત અથવા ચમત્કાર કહે છે એવી રીતનું બક્ષીસ અપાયલું સતપણું ખુદા ચાહે તો ઓલીયાઓ પાસેથી એક પળવારમાં છીણવી લઇ શકે કારણ કે સર્વ આદી માયા શક્તિનો સંપુર્ણ અખત્યાર ખુદાવંદ તઆલાએ પોતાની સતા અધિકારમાંજ રાખેલો છે. આવી બાબતોમાં તે કોઇનો મોહતાજ કે ઓશિયાળો નથી તે પોતાની જાતીમાં ખાવા પીવા સુવાથી બેસવાથી જગ્યા ધારણ કરવાથી આકાર લેવાથી અવતાર લેવાથી ઇત્યાદી જેટલી બાબતો માટે આપણને એક બીજામાં પરસ્પર એક બીજાના મોહતાજ અને ઓસિયાળા રહેવાની જરૂરત પડે છે તેમ તેની પવિત્ર જાતી તે નથી તે એટલો બધો શકિત બળવાળો છે કે એક રજની રજમા આ બધી જગતનો નાશ કરી છે અને એક રજની રજમાં તત્કાળ આ બધી જગતનો નાસ કરી દે અને એક રજની રજમાં તાત્કાળ આ બધી જગતને અસ્તિત્વમાં લાવી દે તો તો તેને કોઇ રોકાણ કરનારો નથી. પરંતુ હિન્દુઓ ઉપર લખી જણાવેલા મતથી જુદોજ મત અથવા શ્રધ્ધા ધરાવે છે હિન્દુઓ દેવતાઓના મુકાબલામાં ઇશ્વરમ અશકિતવાન સમજે છે કે મહાત્માઓએ જે તપોબળ પ્રાપ્ત કર્યું છે તે તપોબળને ઇશ્વર ઝુટવી શકતો નથી નઉ જો બિલ્લા આ કેવો ખોટો અને કમજોર અકીદો છે એનુજ નામ શીર્ક અને કુફ્ર કહેવાય અને ઇસ્લામ તથા હિન્દુધર્મમાં તફાવતનો મુળભેદ છે કે હિન્દુઓ મહાપુરૂષોને ખુદાના ભાગીદાર તથા તપોબળથી ખુદાવંદ તઆલાને પોતાના વંશમાં લઇ શકનાર સમજે છે કેટલાંક અભણ અને અંજાણ મુસલમાનો પણ હિન્દુઓની સોબતમાં રહીને ઓલીયાઓની શાનમાં આવો અકીદો રાખે છે પરંતું આ અકીદો રાખે છે પરંતુ આ અકીદો ઇસ્લામ વીરૂધ્ધ ખોટો છે. કેમ જે કુરઆનમાં અલ્લાહ તાઆલા ફરમાવે છે કઃ—

અર્થ

અને ખુદાવંદ તઆલા તો બેદરકાર છે. તમોહ તેના મોહતાજ અને ઓસીયાળા છો. પારો (૨૬) મો સુરા મોહંમદ.

ઓ મહારા હબીબ કહી દો કે મ્હારો માલેક એટલે ખુદાવંદ તઆલા જેને ઇચ્છે છે તેને વિસ્તાર પુર્વક રોજી આપે છે. અને જેને ઇચ્છે છે તેને સંકોચ એટલે તંગી સહીત રોજી આપે છે. ખુલાસો એજે ખુદાવંદ તઆલાના અખત્યારમાં રોજીનું દેવું અથવા ફરાગત સાથે દેવું અથવા ભીડમા રાખી દેવું છે. તેના વતરોક બીજા કોઇના પણ અખત્યારમાં નથી જુવો સુરે સબા પાસે (૨૪)મો રૂકુ ૪ અને ૫ મો

અને ઝમીન તથા આસમાન વચ્ચે જે કાંઇ વસ્તુઓ છે તે બધી અલ્લાહ પાકના હુકમમાં છે. [લોકો] ખુદાવંદ તઆલાએ તમોને પેદા કર્યા અને તે પછી તમોને પૃથ્વી ઉપર રોજી આપી એટલે તમારી જીન્દગી માટે ખાવા પીવાના સાધનોની ઉત્પત્તિ પણ કરી આપી અને

તે પછી અલ્લાહ પાક તમોને મોત પણ આપશે અને વળી (કયામત)ના દીવસ સજીવન પણ કરશે શું ? તમોએ ખુદાવંદ તાઆલાની પાક જાત સાથે જેઓને ભાગીદાર બનાવી રાખ્યા છે તેઓ આ બધા કામો કરી શકે છે જેઓ ખુદાપાકની પવિત્ર જાતી સાથે બીજાઓને તેની ખુદાઇમાં ભાગીદાર બનાવે છે તો ખુદા તઆલા તો આવી વાતોથી અને બાબતોથી પાક છે એટલે તેનો કોઇપણ ભાગીદાર નથી સુરા રૂમ પારો (૨૧)મો રૂકુ—૩—૪



"તાજે કલમે જાણવા જોગ

# નોટ.

"જહાલત બુરી વસ્તુ છે ખુદા પાક દરેક મુસલમાનોને
એનાથી બચાવી લે એવી મ્હારી ખરા અંતઃકરણ પુર્વક
દુઆ છે.

તવહીદ એજ ઇસ્લામ ધર્મનો પાયો છે.

જાણવું જોઇએ કે તૌવહીદ એ ઇસ્લામ ધર્મનો તત્વ છે, જેની જાણ અને સંજ્ઞા માટે ખુદાવંન્દ તઆલાએ સૈયદના હઝરત આદમ (સ૦ નબી૦ અ૦ વ૦)થી લઇને કે આપણા નબી બન્ને જહાનના સરદારે આલમ ખાતે મુન નબીઇન હઝરતે મોહંમદ મુસ્તફા (સ૦ અ૦ વ૦) સુધી જેટલા પેગમબરોને આ જગમાં જન્માવ્યા તે એટલાજ માટે કે તે પાકપરવર દેગાર વાહદહુ લાશરીકાલહુની પવિત્ર જાતની ઓલખાણ અને તેની જાતેબર કાંત સાથે કયા પ્રકારની માન્યતા રાખવી તેની ખરી હકીકત અને સત્ય માન્યતાની જાણ તેના બંદાઓને કરાવી દે સૈયદના હજરત આદમ (અ૦ નબી અ૦ વ૦)થી એની શરૂઆત થઇ અને ઇસ્લામ ધર્મના સર્વેથી છેલ્લા પેગમ બર હઝરત મોહંમદ (સ૦ અ૦ વ૦) ઉપર એની ઉત્તમોતમ સમજુતીથી ભરપુર માન્યતાની ખતમ કરવામાં આવી અને એ વિષેનું બયાન શેમાં છે તે આપના ઉપર આકાશથી ઉતરેલા કલામે ઇલાહીમાં છે. જ્યારે અરબ દેશમાં જહાલતનો અંધકાર ફેલાય ગયો બલકે આખી જગતમાં અને ખુદાવંન્દ તઆલાની જાતે બરકાત સાથે લોકો શીર્ક વકુફ્ર પણ કરવા લાગ્યા એટલે યહુદીઓએ ઓઝેર (અ૦ વ૦)ને ખુદાવંન તઆલાના પુત્ર ઠેરવ્યા ઇસાઇઓએ હઝરત ઇસા (અ૦ વ૦)ને ખુદાના પુત્ર ઠેરવયા અને અરબ તથા તે વતરોકના બીના દેશોના લોકોંએ સુર્ય ચંદ્ર તથા પર્વત તથા સરિતાઓને હાથી ઘોડા ગાય ઇત્યાદિ પ્રાણીઓને ઇશ્વર શકિત સમાનની માન્યતા કરી અથવા ઇશ્વર અવતારની માન્યતા કરી તેની પુજા પાટ કરવા શરૂ કરી દીધી કેટલાક નાસ્તિક બની ગયા કેટલાકોએ ધર્મ ગુરૂઓને તથા પેગમબરોને તથા વલીઓને ઇશ્વર અવતાર સમજી તથા તેની માન્યતા કરીને તેઓને ઇશ્વરના ભાગીદાર બનાવ્યા હેતુ એજે આ જગતમાં જહાલતનો અંધકાર ફેલી જવા અર્થે ખુદાવંદ તઆલાની રહમત જોશમાં આવી અને પોતાના બંદાઓને જહાલતના અંધકારમાંથી કાઢીને તેની પવિત્ર જાતીની ઓળખ કરાવવા માટે તેના હબીબે પાક અહમદે મુજતબા મોહંમદે મુસ્તફા (સ૦ અ૦ વ૦)ના હૃદયમાં તોહીદનો દીપક પ્રકાશાવીને આ જગતનું જહાલતનું અંધકાર દુર કરી દેવા માટે આપ (સ૦ અ૦ વ૦)ને

ઇસ્લામ ધર્મનું જ્ઞાનનું સુર્ય રૂપ આપીને અરબ દેશના મક્કા શહેરમાં ઉદય કર્યાં આપ (સ૦ અ૦ વ૦)ને ચાલીસ વેંસાલ નબુવત મળવા પછી આગળ લખી જણાવવામાં આવેલી કુફ્ર વશીર્ક ભરી જહાલતને દૂર કરવા અર્થે પોતાના સીના મુબારકને ઢાલ બનાવી કાફરો મુશ્રરીકોથે જે જે મુસીબતો ઉપાડી છે તેનાથી કોઇપણ મુસલમાન અંજાણ નથી. અલ્લાહ તઆલા હમો મુસલમાનો ઉપર રહમ કરે અને કુફ્ર વશીર્ક ભરી રમોમો રૂઢીઓથી તથા તેની માન્યતા કરવાથી બચાવ કારણ કે આજકાલ કેટલાક જાહેલો જેઓકે ત્રિવિધ જહાલતો તથા મુર્ખાઇથી મીક્ષચર થએલે જેહલે મુરક્કબ ઇસ્લામની ખરી માન્યતાથી દુર કરાવવા ચાહે છે જેમાના એક જાહેલની હકીકત હું નીચે લખી જણાવું છું આવા જાહેલોથી દરેક અહલે સુન્નત વલ જમાઅતના લોકોએ દુરી અખત્યા કરવી જોઇએ જેવી રીતે પ્લેગ તથા કોલેરાના ચીપી રોગની લોકો નાસ ભાગ કર છે તેવીજ રીતે આવા કુફ્ર અને શીર્કના જંતુથી દુર રવામાં સલામતી છે.

અમદાવાદથી એક બિદઅતી આફતાબે ઇસ્લામ નામી પ્રગટ થતા પત્રમાં જે કે તા૦ ૨૫-૧૦-૨૭ના દીવસે પ્રગટ થએલો છે તેનાં પૃષ્ટ (૫)માં કોઇ બાપડા માત્ર નામના સુન્ની હનફી કાદેરી સાહેબે મ્હારા અગયારમીના લેખ વિષે તેવણના સુન થઇ ગયેલા હૃદય પ્રત્યે પોતાની જહાલતનો ખુલ્લો નમુનો ટીકા કરતા જે બતાવી આંપ્યો છે અને મુર્ખાઇ તથા અભણ પણાના સાગરમાં ડુપકીઓ ઉપર ડુપકીઓ ખાતા અજ્ઞાન પણાના વમળ ચક્રમા ચક્ર ખાતા ગભરાટમાં આવી જઇ મનમાં આવે તે ભચડી દેતાં મ્હારા ઉપર જુડો આળ તથા આક્ષેપો લખી જણાવતા જે ગર્મ ખ્વજનો પાઠ બજાવતા એકટીંગ કરી બતાવી છે તેવણને હું ચેલલેન્જ એટલે સાબેતી પુર્વક માંગણી કરૂં છું કે તતોએ મ્હારા લેખ વિષે જે કાંઇ વાંધો ઉઠાવ્યો છે એ તદન ખોટો છે માટે તમ્હારા નીચે મુજબ લખી જણાવેલી શરતો કબુલ રાખવી પડસે જો તમો કબુલ નહી રાખશો તો ત્હેમો ખોટા છો આલાટાલા કેરવા માટે બીજો કોઇપણ લેખ લખવાની જરૂરત નથી.

શરતઃ—(૧) લી અગયારતી વિષેનોજ લેખ મ્હે લખી પ્રગટ કરયો છે. તે અને ત્હમોએ જે તેનો વળતો જવાબ લખી જણાવ્યો છે તે બન્ને લેખોનો ફારસી ભાષામાં તરજુમો કરવામાં આવે તે પછી તેમાં અરસપરસ ત્હમારી તથા મ્હારી શઙી કરવામાં આવે તે સહી સીક્કા વાહુ ભાષાતર કાબુલના આલેમો ઉપર મોકલી દેવામાં આવે ત્યાંથી જેની બીના ખોટી પડે તે રૂા. ૧૦૦)ની રકમ ખરી બીનાવાલાને આપી દે.

(૨) શરત બીજી અરસપરસ બન્ને પક્ષકારોએ પ્રથમથી પરસપર લવાદ નેમીને ઇમ્પીયરલ બેંક ઓફ ઇન્ડીયા સુરત શાખાના ખાતામાં જમા કરાવવા પડશે અને જ્યાં લગણ કાબુલથી જવાબ આવે ત્યાં લગણ તે જમા થએલા રૂપીયા કોઇથી ઉપડાય નહી જો તમને એમ કરતા કંઇ વાંધો હોય તો મુબાયેલો કરવાને પણ તૈયાર છું એટલે એક બીજાની સાથે બેસીને બદ દુઆ કરવી તે—**લી૦ સેવક રાંદેરી**



**સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમાં આવેલા શ્રી 'અંબિકા વિજય' પ્રેસમાં**
**હરગોવનદાસ હરકીસનદાસે છાપ્યું.**

તેવણની કબરને નુરથી રોશન કરે. મજકુર મદ્રેસાના નીભાવ ફન્ડ માટે સારી આવક પણ મુકી ગયા છે જેમાં તેવણની નેકનીયતી અર્થે વખતો વખતની ઉપજમાં સારો વધારો થતો રહયો છે જેનાથી હાલમાં ગરીબ અનાર્થ વિદ્યાર્થીને તેઓના પાલણ પોસણ સહીત કેલવણી આપવામાં આવે છે જેની હાલની ગણત્રી (૫૦) છે તે વતરોક કસબાના વિદ્યાર્થીઓ પણ સારો લાભ લે છે. વળી આવા નાજુક વખતમાં મદ્રેસાના મોહતમીમ મો૦ મોલવી અહમદ અશરફ સાહેબે દુર અંદેશી કરીને પોતાના મિત્રોની સલાહ મશવેરતથી મજકુર મદ્રેસાના સરપ્રસ્ત હેઠલ અત તબલિગનું પેટા ખાતુ પણ સ્થાપ્યું છે જેના સરપ્રસ્તો તથા કારભારીઓ નીચે લખી જણાવેલા સાહેબો છે.

## (સરપ્રસ્તોના નામની લીસ્ટી.)

(૧) મી. હાજી આરેફ ઈબ્રાહીમ અશરફ સાહેબ

(૨) મી. હાજી મોહંમદ કાસમ પીપરડી સાહેબ

(૩) મી. ઇસમાઇલ મોહમદ મોદન

(૪) મી. મોહંમદ હાજી ઇસમાઇલ અશરફ સાહેબ

(૫) જનાબ મુન્શી અબ્દુરરહેમાન સા. હેડમાસ્તર કમરશીયલ સ્કુલ રાંદેર.

## (ખજાનચીઓ.)

(૧) મોહમદ આરેફ દાબલી સાહેબ

(૨) મી. મોહંમદ બીન હાજી આરેફ અશરફ સાહેબ

## (કારભારી મંડળના સભાસદ સાહેબોના નામ.)

(૧) મો૦ મોલવી અહમદ અશરફ સાહેબ (પ્રમુખ)

(૨) મી. મોહંમદ આરેફ અશરફ સાહેબ ,,

(૩) મી. ઈબ્રાહીમ આરેફ અશરફ સાહેબ ,,

(૪) મી. મોહંમદ આરેફ દાબલી સેવક રાંદેરી (સેક્રેટરી તથા લેખક.)

(૫) મી. મોહંમદ અહમદ સુરતી.

અત તબલિગના ખાતામાં કોઇપણ સખી વજુદ ઉદાર વૃતિના સહૃ[illegible] મદદ તરીકે પૈસા ટકાની મદદ આપશે તે ખુશી સાથે કબુલ કરવામાં આ[illegible] વતરેક મજકુર ખાતાની મારફતે ગુજરાતી ભાષામા મસલા મસાએલ તથા [illegible] અને ઈસ્લામીઓને લાભકારક થઇ પડે એવા લેખો છપાવી પ્રગટ કરાવવામાં [illegible] તો આપનાર તથા પ્રગટ કરાવનારની શરતો મુજબ અમાનતદારીથી ઇનશા[illegible] દરેક કામ કાજ કરી દેવામાં આવશે. [illegible]

લી. સેક્રેટરી,

**ખાકસાર એમ. એ. દાખલી સેવક રાંદે[illegible]**

**ઠે. અત તબલીગ ઓફીસ મદ્રેસા અશરફીઆ રાંદેર જી. [illegible]**



## મદ્રસા અશરફીયા અરબીયા, રાંદેર.



આ મદ્રસા સને ૧૨૮૬ હી૦ થી ચાલુ છે. મજકુર મદ્રેસામાં હદીસ કુરઆન મજીદ નાઝેરા તથા હાફેઝ તે વતરેક હીસાબ કીતાબ ઇત્યાદી બા[illegible] કેળવણી અર્થેનો ઘણોજ સારો બંદોબસ્ત રાખવામાં આવે છે. મજકુર મ[illegible] કુલ્લે ૧૬૦ વિદ્યાર્થીઓ અભ્યાસ લે છે. જેમાં બહારગામના (૫૦) વિદ્યાર્થ[illegible] મદ્રસા તરફથી બધો ખરચો આપવામાં આવે છે.

**લી૦ અહકર અહમદ આરેફ અશરફ મોહત[illegible]**

મદ્રસા અશરફીયા મુ૦ રાંદેર જી૦ સુરત.

